ॐ

કચ્છ મોથાળા નિવાસી.

બ્રહ્મર્ષિ પ્રભાકર વિ. પ્રધાન શર્મા

વ્યાખ્યાનમાલાન્તર્ગતઃ—પ્રથમ વ્યાખ્યાન.

# श्री गोरक्षा.

॥ आशार्वचनम् ॥

सर्वे भवन्तु सुखिनः सर्वे सन्तु निरामयाः ॥
सर्वे भद्राणि पश्यन्तु माकश्चिद् दुःखमाग्भवेत् ॥१॥


પરોપકારાર્થ-પ્રકાશક,

ઠક્કર ગોવર્ધનદાસ તથા ચતુર્ભુજ ...

સંવત ૧૯..

આ પુસ્તક સ્વર્ગવાસી યદુવંશી સદ્ગૃહસ્થ શેઠ કૃષ્ણદાસ કલ્યાણજીના સ્મારક નિમિત્ત તેમના સત્પુત્રો—શ્રીયુત ગોવર્ધન દાસ તથા મિ૦ ચતુર્ભુજ કૃષ્ણદાસ શેઠ તરફથી "શ્રી ગોરક્ષા" ના પ્રચાર હિતાર્થં પરમાર્થવૃત્તિ પૂર્વક સર્વ આસ્તિક નિરવદ્ય વેદોક્ત સનાતન ધર્મ પરાયણ સદ્ગૃહસ્થોને સન્માન સંયુક્ત ભેટ આપવામાં આવે છે. મળવાનું—ઠેકાણું.

શેઠ—મૂળજી જેઠા મારકીટના ચોકમાં—ઉક્ત મહાશયો પાસેથી. તથા કચ્છ મોથાળા:—બ્રહ્મઋષિ પ્રભાકર મહારાજ પાસેથી.

# વાંચનારને વિજ્ઞપ્તિ.

પ્રિય વાંચક ! સનાતન ધર્મ પરાયણ હો કિંવા આર્ય સમાજી હો; શૈવ હો; અથવા શાક્ત હો; જૈન મતાવલંબી હોવાથીઑસૉફીસ્ટ હો; બ્રહ્મ સમાજી હો કિંવા પ્રાર્થના સમાજી હો; શ્વેતામ્બરી હો વા દિગંબરી હો, આસ્તિક હો કિંવા નાસ્તિક હો; કબીર પંથી હો અથવા દાદુ પંથી હો; સ્વામી નારાયણ માર્ગાનુયાયી હો વા વલ્લભસંપ્રદાયી વૈષ્ણવ હો; નાનક પંથી હો કિંવા નિમ્બાર્કમતાનુગામી હો, ગાણપત્ય હો અથવા લિંગાયત હો, સૌરી હો વા જરથોસ્તી હો, ક્રિશ્ચિયન હો કિંવા મહમ્મદીયન હો બૌધ હો વા નૈયાયિક હો: દ્વૈતવાદી હો અથવા અદ્વૈતવાદી હો. મિમાંસક હો અથવા ઉપાસના નિરત હો પ્રોટેસ્ટંડ હોવા રોમનકેથોલિક હો; લીબરલ હો અથવા કન્ઝર વેટીવ હો; સોશીયલ હો, વા રેડીકલ, યુનિયનિસ્ટ હો, બ્રાહ્મણ હો અથવા ક્ષત્રિ હો; વૈશ્ય હો અથવા શુદ્ર હો બ્રહ્મચારી હો અથવા ગૃહસ્થ હો; વાનપ્રસ્થાશ્રમી હો કિંવા સન્યાસી હો; વિલાસી હોવા ઉદાસી હો; રાજા હો અથવા રંક હો; પુરૂષ હો કિંવા સ્ત્રી હો, તરૂણ હોવા વૃધ્ધ હો, તર્કવાદી હો કિંવા ધર્મવાદી હો; યોગી હો અથવા ભોગી હો, રાગી હોવા ત્યાગી હો, સ્વેચ્છાચારી હો કિંવા શિષ્ટાચારી હો; ગુજરાતી હો કે મહારાષ્ટ્રી હો, બંગાલી હો વા બલુચિસ્તાની હો. કચ્છી હો કિંવા કાઠીઆવાડી હો અર્થાત્ સંસાર માંના પ્રચલિત પંથ—મત—સંપ્રદાય, દેશ જાત. રીત, રીવાજ, ભેદ, ધર્મ માંથી ગમે તે હો પરંતુ એકાગ્ર વૃત્તિ પૂર્વક આ લઘુ પુસ્તકનું અવલોકન કરી તત્સબંધી તન, મન, અને ધનથી શુભ પ્રયાસ

કરી મ્હારા માનવ જીવનનાં એક મૂખ્ય કર્તવ્ય તરફ લક્ષ આપી ગાયસેવા એજ ઇશ્વર—સેવા —ધર્મ સેવા —સ્વદેશ સેવા—સ્વ જ્ઞાતિ સેવા—સ્વકુટુમ્બ સેવા છે એ પ્રમાણે સમજી તદનુસાર ગાયસેવામાં કટિ બદ્ધ થઈશ તો આ પુસ્તકનાં લેખક તથા પ્રકાશકનો ઉચ્ચાશય— કેટલેક અંશે સાર્થક થશે એમ માન વાનું કારણુ મળશે. એથી અધિક અન્ય શું કહી શકાય!

"मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाम्"

"मनसन्यत् वचसन्यत् कर्मण्यन्त् दुरात्मनाम्"

તથાસ્તુ.

ॐ शान्तिः शान्तिः शान्तिः

લી૦

સંસારનાં અસંખ્ય પ્રવાસી પ્રાણી-
ઓ માંથી એક વ્યાવહાર સિદ્ધ
નિમિત્ત કાલ્પનિક
પ્રભાકર શર્મા.

મુંબઇ—વડગાદી.
વિષ્ણુ વિલાસ ભૂવન
દેવદીવાળી—એકાદશી
સમ્વત્ ૧૯૬૩.



ॐ

# બ્રહ્મર્ષિ પ્રભાકર વ્યાખ્યાનમાલાન્તર્ગતઃ-
## પ્રથમ-વ્યાખ્યાન.

## गौरक्षा.

आब्रम्हन्ब्राम्हणो ब्रम्हवर्चसी जायतामाराष्ट्रे राजन्य:
शूर इषव्योऽति व्याधी महारथो जायतां दोग्धी धेनु--
र्वोढा नड्वानाशु: सप्ति: पुरन्धिर्योषा जिष्णू रथेष्ठा:
सभेयो युवाऽस्य यजमानस्य वीरो जायतां निकामे निकामे
न पर्जन्यो वर्षतु फलवत्यो न ओषधय: पच्यन्तां योग
क्षेमो न: कल्पताम् ॥ वेदमंत्र: ॥

ભાવાર્થ:— અમારા આ પવિત્ર ભારતવર્ષમાં વેદવિદ્યાના અધ્યયન કરનારા અને બ્રહ્મતેજ ધરાવનારા બ્રાહ્મણો ઉત્પન્ન થાઓ; શસ્ત્ર વિદ્યામાં કુશળ શૂરવીર અને મહારથી યોદ્ધા ક્ષત્રિયો ઉત્પન્ન થાઓ; બહુ દૂધને આપનારી ગાયો, શિઘ્રગામી (જલ્દી ચાલનાર) ઘોડા તથા પાતિવૃત્ય ધર્મપરાયણ સ્ત્રી રત્નો ઉદ્ભવો; વર્ષા બરાબર સમય ઉપર વરસો; અમારા દેશની ઔષધીઓ ફલવતી થાઓ; હે પરમ કૃપાળુ પરમેશ્વર! એ સિવાય પણ અન્ય સર્વ પ્રકારે અમારૂં હિત્ત (કલ્યાણ) કરો.

"हरि ॐ शान्ति शान्ति: शान्ति:"

મહાશય સભાધ્યક્ષ! વિદ્વાન સજ્જન ગણ!!

આજનું મારૂં વ્યાખ્યાન "ગોરક્ષા" એ વિષય ઉપર નિર્માણ કરવામાં આવ્યું છે; આપ લોકો રૂડે પ્રકારે જાણતા હશો કે આ વિષયને સાંગોપાંગ પ્રતિપાદન કરવા માટે; બહુ સમયની આવશ્યકતા છે; તથાપિ આજે સંક્ષિપ્ત રીતે હું આપ-વિદ્વાનો-જ્ઞાનીઓ અને સત્પુરૂષોની સમક્ષ જે કંઇ કથન કરીશ તેને આપ એકાગ્રવૃત્તિ પૂર્વક-સાધુભાવથી શ્રવણ કરશો એમ હું આશા રાખું છુ.

ભ્રાતૃગણ? પ્રાચીન સમયમાં આપણે ઉન્નતિ રૂપ મહાલયના શિખર ઉપર બિરાજેલા હતા: પરંતુ અત્યારે આપણે તે મહાલયના પવિત્ર શિખરથી અધઃપતન થયા છીએ: અર્થાત્ અવનતિને શરણ છીએ: એ બહુજ ખેદ જેવી વાર્તા છે આપણા પૂર્વજો મહાન પવિત્ર તથા સચ્ચારિત્ર શાલી થઇ ગયાં છે. તેમનું મુખ્ય કારણ એ હતું કે-તેઓ પોતાના કર્તવ્ય પરાયણ હતા: હવે "ગોરક્ષા" એટલે શું તે સંબંધી આપણે વિચાર કરશું તો ગાયની રક્ષા કરવી એ સર્વ સજ્જન પુરૂષોને સર્વથી પ્રથમ સમ્પાદનીય કર્તવ્ય છે. ગૌરક્ષાથી આપણને ઐહિક અને આમુષ્મિક એટલે આલોકમાં અને પરલોકમાં સુખની પ્રાપ્તિ થાય છે.

મહર્ષિ શ્રી વેદવ્યાસજી એ શ્રી શુકદેવજીને શું કહ્યુ છે તે ઉપર લક્ષ આપો.

गावः प्रतिष्ठा भूतानां तथा गावः परायणम् ॥
गावः पुण्या पवित्राश्च गोधनं पावनं तथा ॥ १ ॥
गावः स्तेजः परंप्रोक्त मिहलोके परत्रच ॥
न गोभ्य परमं किंचित पवित्रं भरतर्षभ ॥ २ ॥

ભાવાર્થ:— પ્રાણીઓનું આધાર કિમ્વા મૂખ્ય આશ્રયભૂત ગાય માતાજ છે, તેમ પવિત્ર તથા પુણ્ય પ્રદાયક છે; અને ગોધન જ પવિત્ર છે. આલોકમાં અનેપર લોકમાં ગાય એજ ઉત્કૃષ્ટ તેજ હોવાથી તેની અપેક્ષાએ અધિક પવિત્ર વસ્તુ કોઇ પણ નથી.

## બ્રહ્માજીએ ઇન્દ્રને કહેલ ગાય મહાત્મ્ય

यज्ञाङ्गं कथिता गावो यज्ञ एवच वासव ॥
एताभिश्च विना यज्ञो न वर्त्तेत कथंचन ॥
धारयन्ति प्रजा श्चैव पयसा हविषा तथा ॥
एतासां तनयाश्चापि कृषि योगमुपासते ॥
जनयान्तेच धान्यानि बीजानि विविधानिच ॥
ततो यज्ञा: प्रवर्तन्ते हव्यं कव्यंच सर्वश: ॥
पयोदधि घृतंश्चैव पुण्या श्चैता: सुराधिप: ॥
वहन्ति विविधान् भारान् क्षुत्तृष्णा परिपीडिता ॥
मुनींश्च धारयन्तीह प्रजाश्चैवापि कर्मणा ॥
वासवा कूट वाहिन्य: कर्मणा सुकृतेनच ॥
उपरिष्ठातन्तोऽस्माकं वसन्त्येता: सदैवंहि ॥

ભાવાર્થ :— ગાય યજ્ઞાંગ હોવાથી યજ્ઞ રૂપછે; તે (ગાય) વગર યજ્ઞ અશક્ય છે: ગાયમાતા ઘૃતથી તથા ક્ષીરથી પ્રજાને જાગૃત કરેછે; ગાયના પુત્ર ખેતી સમ્બંધી કાર્ય કરેછે; જેનાથી નાના પ્રકારનાં ધાન્ય (અનાજ) ઉત્પન્ન થાયછે. અને એ પદાર્થથી યજ્ઞ એટલે હવ્યાદિ ની પ્રવૃત્તિ નિમિતછે. વળી ગાયથી, દૂધ દહી, અને

ધૃતની પ્રાપ્તિ થાયછે, ગાય પુત્રો ક્ષુધા, તૃષાથી વ્યાકુલ હોવા છતાં પણ વિવિધ પ્રકારનાં ભારને વહન કરેછે. અને પોતાની કૃત્તિથી મુનિઓની તથા પ્રજાની બહુ રક્ષા કરેછે. સારાંશ:— હે ઇન્દ્ર! આ ગાય નિષ્કપટ છે અને ગાય રક્ષણ એજ અમારા જીવનનુ તથા ઉન્નતીનું મૂખ્ય સાધનછે. એપ્રમાણે સમજી જીવનેચ્છુ તથા ઉન્નતીચ્છુ મહાશયો એ "ગાય રક્ષણ" એ એક સર્વદા મુખ્ય કર્તવ્ય છે. એમ અવશ્ય સમજી ધ્યાનમાં રાખવું જોઇએ.

## પવિત્રમાં પવિત્ર શુ!

એ પ્રમાણે જ્યારે યુધિષ્ઠરજીએ ભિષ્મપીતામહને પૂછ્યું ત્યારે:—

गावो महार्था: पुण्याश्च तारयन्ति च मानवान ॥
धारयन्ति प्रजा श्चेमा हविषा पयसा तथा ॥
नांहि पुण्यतमं किंचिद् गोभ्यो भरत्तसत्तम: ॥
एता: पुण्या: पवित्रश्च त्रिषु लोकेषुसत्तमा: ॥

ભાવાર્થ:—ગાય એ મહાન્ લક્ષ્મી પ્રદાયક તથા પુણ્યભાજન થઇ મનુષ્યોને તારનાર છે; તેમજ ધૃત અને દૂધ વિગેરેથી પ્રજાનું પોષણ કરનાર છે; ગાયથી અધિક પાવન કરવાની વસ્તુ ત્રણ લોકમાં નથી કિંતુ ગાયજ સર્વોત્કૃષ્ટ (અત્યંત પવિત્ર) તથા પાવન કરનારી છે.

गावोऽधिकास्तपस्विभ्यो यस्मात् सर्वेभ्य एवच ॥
तस्मान् महेश्वरो देव स्तपस्ताभिः सहास्थित ः ॥
पयसा हविषा दध्ना शकृता चाथ चर्मणा ॥
अस्थिभिश्चोप कुर्वन्ति शृङ्गै र्वालैश्च भारत ॥

ભાવાર્થ:— હે યુધિષ્ઠિર! ગાય અનેક પ્રકારે જગતને લાભ કરનાર છે; દુધથી, ઘૃતથી, અને છાણુથી પણ ગાય સર્વો, પયોગીપ્રાણી છે. એટલુંજ નહિં પરંતુ મરણાનંતર ચર્મ અસ્થિ, શિંગડાં, કેશ, વિગેરેથી પણ ગાય ઉપકાર કરે છે

## પ્રાચીન કાળમાં આર્યોની પ્રતિજ્ઞા.

પૂર્વે બ્રહ્મવર્ચસ ધારણ કરનારા, પવિત્ર આપ્ત—ઋષિમૂનિએ સ્વધર્મનિષ્ઠ રાજા—મહારાજાઓ, અને સ્વકર્તવ્યનિષ્ઠ વૈશ્યો તેમજ શુદ્રો સુદ્ધાં પણ આ પ્રતિજ્ઞાને અનુસરનારા હતા;—તો શ્લોક હું આપને કહુંછું તે શ્રવણ કરશો.

गावो मे अग्रत ः सन्तु गावो मे सन्तु पृष्ठत ः ॥
गावो मे हृदये सन्तु गवां मध्ये वसाम्यहं ॥

ભાવાર્થ: —અમારી આગળપાછળ ગાયો રહો, તથા અમારા અંતઃકરણમાં ગાય ભક્તિ રહો, અમે ગાયમાતાથી શુન્ય ન રહીએ, કિન્તુ ગાયમાતાના વચમાં રહી અમે ગાયોની રક્ષા કરીએ, ગાયમાતા અમારી રક્ષા કરો. અહો! જે સમયમાં આ શ્લોકના સિદ્ધાન્તાનુસાર અમારા આર્ય ભ્રાતાઓ વર્તતા હતા તે સમયમાં અમારા દેશની કેટલી ઉન્નતિ હતી એ સર્વત્ર સુપ્રસિદ્ધ

જ છે. એમાં લેશ પણ અતિશયોક્તિ નથી. પરંતુ સાંપ્રત સમયમાં આ પવિત્ર શ્લોકને આપણે ભૂલી ગયા છીએ; તેથી દિનપ્રતિદિન આપણી હીન અવસ્થા થતી જાય છે. એમ આપણે સમ્પૂર્ણ રીતે જોઈ શકીએ છીએ; માટે જો આપણને આપણા ભારત વર્ષની ઉન્નતિ કરવાની અભિલાષા હોય તો તન, મન, અને ધનથી "ગાય રક્ષા" કરવામાં કટિબધ્ધ થવું જોઈએ; ગાય રક્ષા સિવાય ભારતીયરક્ષા ક્યારે પણ થવાની નથી એમ સ્વદેશભક્ત વિરપુરૂષો મુક્ત કંઠથી ઉદ્ઘોષે છે:

## નંદજી અનેજશોદામૈયાંની મહત્તા ગાય સેવાથીજગણાઇછે.

જે પવિત્ર વ્રજરજની મહાન્ યોગેશ્વરો, જ્ઞાનીઓ, તથા દેવતાઓ પણ સર્વદા ઇચ્છા કરેછે તેનું કારણ શું? એપ્રમાણે કોઇ પ્રશ્ન કરશે તો તેનું રહસ્ય દર્શક એજ ઉત્તર છે કે:— ત્યાં (વૃજભૂમિમાં) કોટી ગાય માતાઓની સેવા કરવામાં આવ હતી, અને તેજ પુણ્ય પ્રભાવથી વ્રજરજ પવિત્ર માનવામાં આવી છે. અહો! જે ભૂમિ ઉપર અસંખ્ય ગાય માતાઓ નિવાસ કરે તે ભૂમિને પવિત્ર માનવામાં કયો પુરૂષ આનાકાની કરી શકશે! નંદજી અને જશોદાજીની ગાયો પ્રત્યે કેવી અડગ શ્રદ્ધા હતી તેતો તે મહા પુરૂષ રૂપ દંપતીનાં ચરિત્રોથી સ્પષ્ટ જણાય છે.

# શ્રીકૃષ્ણચંદ્ર પરમાત્માની ગાય પ્રત્યે ભક્તિ.

સભ્ય સદ્‌ગૃહસ્થો ! આપણા ઉપાસ્ય (ઉપાસના કરવાલાયક શ્રીપૂર્ણપુરૂષોત્તમ શ્રીકૃષ્ણચંદ્રના માનુષિક ચરિત્ર ઉપર આપણે લક્ષ્ય આપીશું તો તેઓ શ્રી એપણ તન, મન, અને ધનથી ગાયોની સેવા કરી હતી. અને તેથીજ તેમનાં "गोपाल" (ગાયોને પાળનાર) "गोविंद" (ગાયોને જાણનાર) તથા "गोकुलाधिश" એટલે ગાયોના સમુહના ઇશ્વર એપ્રમાણે નામો પ્રસિધ્ધ થયાછે. શ્રીકૃષ્ણચંદ્ર ભગવત્ ગાયોની શુશ્રૂષા (સેવા) માં એટલાતો લુબ્ધ હતા કે કયારેક ગાયોની સેવા કરતાં પોતે ભોજન કરવાનુ પણ ભૂલી જતા હતા; આવી ગાય પ્રત્યે તેમની અપૂર્વ ભક્તિ હતીઃ વળી ગાયો પણ ભગવત્‌ની ભક્તિથી મહાન્ પ્રસન્ન થઇ તેમને વશવર્તતી હતી.—શ્રીકૃષ્ણચંદ્ર જેજે ગાયોનાનામથી હાંક મારતાં લક્ષ ગાયોમાંથી તેજ ગાય શ્રીકૃષ્ણ ચંદ્ર મહારાજ પાસે આવી ઉભતીહતી. અહો ! પ્રેમની સત્તા કેવી પ્રબળ છે— પશુંઓ પણ પ્રેમાધીન છે તો મનુષ્ય સમાન પ્રાણી પ્રેમાધિન હોય એમાં આશ્ચર્ય શું !

મહાશયો ! આપણે તેજ "ગોપાલક" (ગાયોના પાલનાર) શ્રીકૃ , ભગવાનને પૂર્ણ પુરૂષોત્તમમાની તેમના ઉપાસક—તેમના અનન્ય ભક્તછઇએ-માટે આપણા ઇષ્ટદેવની કૃતિનું અનુકરણ આપણને અવશ્ય કરવું જોઈએ. કલ્પના કરો કે આપણે કોઇ રાજાધિરાજની પાસે નોકરી રહ્યા અને તેમની ઇચ્છા પ્રમાણે આપણે નહિં અનુસરીએ તો તે મહારાજા શ્રીની આપણા ઉપર કયારેપણ પ્રસન્નતા થાય તેમનથી—તેવીજ રીતે સર્વ રાજાધિરાજોનાં

મહારાજ શ્રીકૃષ્ણ ભગવાનનાં આપણે ભૃત્ય-ચાકર-સેવક-થઇ તેમની ઇચ્છા-(વૈદિક સિદ્ધાન્ત) પ્રમાણે ગાય-બ્રાહ્મણ સેવા પરાયણ નહીં થઇએ તો આપણા ઉપર ભગવાન્ પ્રસન્ન થતાં નથી -એટલામાટે સર્વ વિવેકી ભગવદ્‌ભક્તિ પરાયણ-સજ્જન વૈષ્ણવોએ. ગાય-બ્રાહ્મણની સેવા કરી શ્રીકૃષ્ણ ભગવાન્‌ની પ્રસન્નતા સમ્પાદન કરવી જોઇએ.

## રઘુવંશી રાજા દીલીપની ગાય ભકિત.

સજ્જનો! આપે રઘુવંશી મહાન્ પ્રતાપી રાજા દીલીપની કથા શ્રવણ કરી હશે તો આપને ધ્યાનમાં હશેકે રાજા દીલીપ એક પરમ ચરિત્ર શાલી એક દીવ્ય પુરૂષ હતો અને ગાયની ભક્તિમાંજ પોતાનું સર્વસ્વ છે એમ માનનાર હતો; એકવખત તેમની પરિક્ષા લેવા શ્રીરૂદ્રગણ ઉગ્રસિંહનુ સ્વરૂપ ધારણ કરી' વનમાં રાજા દીલીપની પાસે આવી, ગાયને મારવાનો આટોપ (ડોળ) કર્યો, પરંતુ રાજર્ષિ દીલીપે પોતાનો અમૂલ્ય નરદેહ, સાર્વભૌમ ઐશ્વર્ય તરૂણ અવસ્થા વિગેરે સર્વની દરકાર ન કરતાં ગાયના બદલે પોતાનો શરીર તે મારવાવી સિંહને સમપર્ણ કરવાની ઇચ્છા જણાવી- એ પ્રમાણે રાજા દીલીપની મહાન્ ગાય પ્રત્યે ભકિત જોઇ શ્રીરૂદ્રગણ પ્રસન્ન થઇ દર્શન આપી તેની બહુજ પ્રશંસા કરી-ધન્યવાદ સમર્પી પોતાના લોક પ્રત્યે ગયા.

અહો! એકેવી ગાય ભકિત!! ત્રીસ કોટિ આર્ય વિરૂપુરૂષમાંથી કોઇ રાજર્ષી દીલીપ જેવા બતાવી શકશોકે!! અરે! આવા સ્વધર્મનિષ્ઠ ક્ષાત્રધર્મ સંપન્ન રાજર્ષી ઓ કયાં ગયા!!!

મિત્રવર્યો? મને આ વિષયમાં હજી ઘણું બોલવાની ઈચ્છા ઉત્પન્ન થાયછે; પરંતુ સમય બહુ અલ્પ હોવાથી યદ્યપિ આપને વધારે સમય રોકાઇ શકાય તેમ નથી તથાપિ કહ્યા સિવાય રહી શકાતું નથી.

## આજ કાલના રાવબ્હાદુરો અને રાવ સાહેબો!

આજ કાલ અમારા શ્રીમાન ધનાઢય લોકો "રાવબહાદુર' તથા "રાવસાહેબ" અને "જસ્ટીસ ઑફધિ પીસ" વિગેરે પદવીઓ મેળવવા માટે તન, મન અને ધન સમર્પણ કરે છે. પરંતુ "ગોપાળ "ગોસેવક" વિગેરેની સનાતન પદવીઓ ઉપર યત્કિંચિત્ પણ લક્ષ આપતા નથી. અહો એશું કહેવાય! (હસાહસ) અર્થાત્-મારા કથનનો મુખ્ય ઉદેશ એ છે કે. જેમ જગત્માં માન મેળવવા માટે લોકો શ્રમ સમ્પાદન કરે છે તેમ પરલોકનાં માન માટે પણ શ્રમ સમ્પાદન કરવું જોઇએ. માનવંતી પદવીઓને પ્રાપ્ત થઇ પોતાના સનાતન ધર્મ અને વેદોક્ત:-કર્તવ્ય તરફ લક્ષ્ય આપવું જોઇએ અને જેથી જ વ્યવહાર તથા પરમાર્થએ ઉભય કાર્યમાં સાફલ્યત્વ પમાય છે. ધનાઢય સજજનોએ પોતાના દ્રવ્યનો સદોપયોગ કરી. अयं निज परो वेति गणना लघुचेतसान् उदार चरितानां तु वसुधैव कुटुम्बकम् આ મહાન્ શ્લોકનાં પવિત્ર આશયને અનુસરવું જોઈએ.

## જય ગોપાલ એટલે શું?

આપણામાંથી જયારે એક બીજાને માર્ગમાં વિવેકી સદ્-ગૃહસ્થો મળે છે ત્યારે પરસ્પર "જયગોપાલ" એ શબ્દથી

વ્યવહાર કરે છે. એ વાર્તા સર્વત્ર પ્રસિદ્ધ છે. હવે "જયગોપાલ" એટલે શું ! તે તરફ આપણે જરી લક્ષ આપીએ. "જયગોપાલ" એ શબ્દનો અક્ષરાર્થ એટલોજ છે કે "ગાયોના પાલન કરનારાઓનો જયથાઓ" હવે જયારે આપણા વ્યાવહારિકમાં ગોરક્ષા સમ્બંધી એપ્રમાણે મહાન્ બોધ અન્વિત છે ત્યારે એથી ઉત્તમ અન્ય બોધ સંશોધન કરવાની શી આવશ્યકતા છે ! આપણા શ્રીમાનો જયારે મ્હોટા મ્હોટા ઘોડાઓને ખવરાવી પીવરાવી મદમસ્ત કરી ગાડીમાં જોડી પાલવા બન્ડસ્ટન્ડ કિંવા ચોપાટી ઉપર જયારે ફરવા નિકળેછે ત્યારે તેઓ પોતાને કૃત્ય કૃત્ય માની બેસેછે પરંતુ જો તેમને પૂછવામાં આવેકે શેઠસાહેબ આ તમારા ઘોડાઓને માલ મલિદા ખવરાવી મદમત્ત કરો છો. તેમાં આપને શા લાભની ઉપલબ્ધિ છે ! તો તત્સબંધી તેઓ શું ઉત્તર આપશે. પરંતુ તેના બદલે જો દરેક શ્રીમાન પ્રતિજ્ઞા પૂર્વક ગાયોને ખવરાવી પીવરાવી ગાય સેવાનોજ શોખ રાખે તો તેથી તે પોતાને તથા આપણા આ આખા ભારતવર્ષને કેવા મ્હોટા લાભની પ્રાપ્તિ થાય, એ દરેક સદ્વિચાર સંપન્ન મનુષ્ય પોતાના અંતઃકરણમાં વિચારી શકશે. ગાયમાતાની સેવાથી સ્વાર્થ અને પરમાર્થ એ ઉભય સુધરે છે. એકંઇ પદાર્થ વિદ્યા વેત્તાઓથી અજ્ઞાત નથી. દૂધ, દહી, ઘૃત વિગેરેથી આપણું પોતાનું શું પરંતુ આખા ભારતવર્ષનું કલ્યાણ થાય છે; બલ્કે જગત્ નું જીવન રૂપ જ ગાય છે એમ આપણે કહીએ તો તેમાં કોઇનાથી પણ આનાકાની કરી શકાય નહિં.

## રસ કસ મોંઘા થવાનું કારણ શું !

ગત થોડાક વર્ષોથી વર્તમાન સમયની સરખામણી કરતાં રસ-કસ વિગેરેની દિવસે દિવસે મોંઘવારી થતી જાય છે. એનું કારણ એજ છે કે:-દિનપ્રતિ દિન ગાયો નિર્બલ થતી જાય છે અને જો એ પ્રમાણે થોડા વર્ષ પણ ચાલશે તો અંતે સમગ્ર સંસાર ને એથી મહાન્ હાની થવાની છે ગાયોની ઉન્નતિ થવામાં આપણી સર્વની ઉન્નતિ અન્તર્ગત છે. ગાયના છાણ અને મૂત્રથી પણ આપણે જેટલા આભારી છઇએ તેટલા આભારી આપણે બીજા કોઇના પણ થવાના નથી માટે હવે "उत्तिष्ठ! जाग्रत प्राप्य वरान्निबोधत" નો-ઉઠો! જાગો!! અને પરિકર બાંધી ગાય રક્ષણમાં તત્પર થાઓ.

## મૃત્યુલોકમાં દૂધ એજ અમૃત છે.

अमृतं वै गवां क्षीर मित्याह त्रिदशाधिपः ॥
तस्माद्ददाति यो धेनुममृतं सम्प्रयच्छति ॥

**ભાવાર્થ:**—શ્રીયુત સ્વર્ગનાધ્યક્ષ ઇન્દ્ર મહારાજે ગાયના દૂધનેજ અમૃત માન્યું છે તેથી જે ગાયદાન કરે છે તે અમર પદને પ્રાપ્ત થાય છે.

आयु : वै घृतम् "श्रुतिवाक्य."

"ઘૃત (ઘી) એજ આયુષ્ય છે" આ શ્રીમદ્ શ્રુતિ ભગવતિના સિદ્ધાન્તને અનુસરી જે સભ્યો ગાય સેવા પરાયણ થશે તેજ ખરેખર ધન્ય ધન્ય છે કૌરવોએ વિરાટ રાજાની ગાય લેવાથી ગાંડીવ ધનુર્ધારી મહાન ગાયભક્ત અરજુન ગુપ્ત વેષની પણ દરકાર મૂકી પ્રસિદ્ધિમાં આવી બ્રહ્મચારી ભિષ્મ પિતામહ, તથા દ્રોણાચાર્ય સાથે યુદ્ધ કરવા તૈયાર થયો હતો;

તથા એક ભૂદેવ (બ્રાહ્મણ) ની ગાય ચોરાઈ જવાથી અર્જુનને દ્વાદશ (બાર) વર્ષ સુધી પગથી તીર્થ યાત્રા કરવી પડી હતી.

ગોવર્ધન પર્વત કરાંગુલી ઉપર ધારણ કરવાનું પ્રસંગ ગાયોના રક્ષણમાટેજ શ્રીકૃષ્ણ ભગવાન્ ઉપર આવી પડયું હતું. ખરેખર એપ્રમાણે આર્યોને આપણા ઈતિહાસમાંથી અસંખ્ય દાખલાઓ મળે છે. અને તેથી આપણને મહાન્ આનંદ ઉદ્ભવે છે માટે મિત્રવર્યો ? હવે અવિદ્યા રૂપ નિદ્રા માંથી જાગૃત થઇ તમારા પૂર્વજોના પવિત્ર ચરિત્રોનું અનુકરણ કરી આલોક અને પરલોકમાં સુખ ભોકતા થાઓ. સજ્જનો ? હું એક બીજી પણ આનંદની વાત આ પ્રસંગે જણાવુ છું કે જેથી તમને બહુહર્ષ થશે.

## યુરોપમાં "વેજીટેરીઅન" મંડળીઓ.

મારા વાંચવા પ્રમાણે હમણાં થોડા સમયથી યુરોપ દેશમાં "વેજીટેરીઅન" મંડલીઓ ઉત્પન્ન થવા લાગી છે. અને તે માંસાહારનો ત્યાગ કરાવી ભાજીપાલા-વનસ્પતિ-અન્ન વિગેરેના અહારની ઉત્તમતા પ્રતિપાદન કરે છે. તેનો એ મહાન પ્રયાસ ચાલુ છે. "વેજીટેરીઅન" એ શબ્દનો અર્થ પણ એજ છે કે:- વનસ્પતિ વિગેરેનો અહાર કરનાર મંડળ ધન્ય. છે તે મહાશયોને કે તેઓ પણ સાત્વિક અહારની મહત્તા જાણી તેમના ઉપાસક થઇ પડયા છે બલિહારી છે એવા સારા સારજ્ઞ વિદ્વાનોની !—

## મથુરાંજીના ચોબાઓ.

કદાચ કોઇ માંસાહારી શંકા કરશે કે માંસાહારથી શરીરમાં બળની વૃદ્ધિ થાય છે. અને તેથી અમે તેનો અહાર કરીએ છઇએ.

તો તેવા માંસ ભક્ષણેચ્છુ મનુષ્યને હું મથુરાંજીના ચોબાઓના દરશન કરવાની ખાસ ભલામણ કરૂં છું (હસાહસ) કે તેઓ માંસાહાર સિવાય પણ કેટલા બળવાન છે. વળી કદાચ કોઈ અન્યમતાવલંબી કહેશેકે:-અમારા ધર્મ પુસ્તકોમાં માંસ ભક્ષણની મનાઇ નથી તો એ પ્રમાણે તેમનું કથન સર્વથા અસત્યજછે. કારણકે તેમનાજ ધર્મ પુસ્તકોમાં માંસાહાર નિષેધક સંખ્યાબંધ વાકયો વાંચવામાં આવેછે. સંસારમાં જેટલા કંઇ મતમતાન્તરો-પંથો-માર્ગો છે તે સર્વેમાં માંસાહાર ખંડન રૂપેજ ઉલ્લેખ કરવામાં આવેલછે. અને જેથીજ "अहिंसा परमो, धर्म" એ મહાન્ વાકય સર્વ સિધ્ધાન્તોમાં સામ્રાજ્ય પદને પ્રાપ્ત થયો છે. અત્ર વિશેષ સમય ન હોવાથી હું "अहिंसा" સંબંધી કંઇ પણ અધિક કથન કરતો નથી. અને એ મહાન્ ઉપયોગી વિષયને હું સ્વતંત્રજ વ્યાખ્યાન રૂપે પ્રસંગોપાત્ આપ સર્વે સદ્ગૃહસ્થોની સન્મુખ વિસ્તૃત કરીશ; 'अहिंसा" માર્ગ પ્રતિપાદન કરવા માટે બાઇબલ અને કુરાનની આયતો પણ કટિબધ્ધ છે. એમાં યત્કિંચિત્ પણ સંશય નથી. એ પ્રમાણે આજ પાશ્ચાત્ય વિદ્વાનોના પ્રસંગથી અનેક ઉદાહરણો લભ્ય છે.

## અકબરની યોગ્યતા

થોડા વર્ષથી પ્રથમ થઇ ગયેલા અનાર્યો પણ ગાયના મહાન્ ઉપકારને પ્રશંસી પોતાના સામ્રાજ્યમાં ગોરક્ષા કરવા યોગ્યતા ધારણ કરી હતી. એવા અકબર વિગેરે બાદશાહોના જીવન વૃતોથી સ્પષ્ટ જણાઇ આવેછે. જ્યારે પરધર્મીઓ પણ ગોરક્ષા કરવા માટે તનમન ધન કુરબાન કરતા ત્યારે આપણે તે પ્રમાણે

કરીએ નહિં શું ! એ અલ્પ શરમ ભરેલી વાત છે. સત્પુરૂષો ! જો તમને તમારા દેશ, સનાતન ધર્મ અને સ્વકર્તવ્ય તરફ પ્રેમ દ્રષ્ટી હોય !! જો તમારૂં જીવનને સાફલ્ય કરવા ઇચ્છતા હો ! જો તમે વૈષ્ણવ એ પદને યથાર્થ રીતે શોભાવનારા હો !! જો તમારામાં હજી કંઇ પણ સત્વ બુધ્ધિ હોય ! જો તમારા શરીરાન્તર્ગત રોમરોમમાં ક્ષાત્ર ધર્મનું રૂધિર વહન કરતું હોય તો, થાઓ તૈયાર—કરો પ્રતિજ્ઞા કે:-હવેથી અમે તનમન અને ધનથી ગોસેવા કરી—અમારા વેદોકત સનાતન ધર્મ પરાયણ થશું. તથાસ્તુ.

અંતિમ આપને એજ બે શબ્દો કહી મારા વ્યાખ્યાનથીહું વિરમું છું. સભ્ય મહાનુભાવો! આપની પાસે આ બાળકે જે કંઇ કથન કર્યું તે જેમ માતા પિતા પોતાના બાળકોની તોતડી વાણી સાંભળી આનંદને પામે અને તેનાં દોષોનું પરિત્યાગ કરી—ગુણોમાંજ અનુરાગ રાખે તે પ્રમાણેજ મને ધારવા આપને સૂચન કરી ઉપસંહારમાં:—

यया सर्वमिदंव्याप्तं जगत्स्थावरजंगमम् ॥
तां धेनुं शिरसा वन्दे भूतभव्यस्य मातरम् ॥ १ ॥

ભાવાર્થ:—આ સર્વ ચરાચર જગત્ જે (ગાય) વડે વ્યાપ્ત છે—તે જગન્માતા ગાયને હું મસ્તક વડે વંદન કરી હું મારા સ્થાન ઉપર ઉપસ્થિત થાઉં છું

हरि ॐ शांतिः शान्तिः शान्तिः ॥

## ॥ श्लोक ॥

तावद् गर्जन्ति शास्त्राणि जम्बुका विपिने यथा ॥
नगर्जन्ति महा शक्ति य.वद्वेदान्त केसरी ॥ १ ॥



સંખ્યાબંધ સત્પુરૂષોની સંમતિથી ટુંક મુદતથી
ચાલુ થશે.

---

વર્તમાન આર્ય સમાજ વિગેરેનું યથાર્થ રીતે ખંડન કરી વેદોક્ત
સનાતન ધર્મ નું મંડન કરનારૂં માસિક પત્ર.

# ☛ श्री सनातन धर्म. ☚

વાર્ષિક લવાજમ-અગાઉથી-રૂ-૨-૦-૦-

પત્ર-વ્યવહાર-નિચે પ્રમાણે.

ઠેકાણું મોચાવાડા:—સંપાદક-સનાતન ધર્મ.
બ્રહ્મર્ષિ પ્રભાકર શર્મા.

# બ્રહ્મર્ષિ પ્રભાકર શર્મા વિરચિત અત્યુત્તમ પવિત્ર પુસ્તકો.

૧ **श्री ब्रह्मर्षि वाणीः**—વેદ, ઉપનિષદ્, શ્રુતિ, સ્મૃતિના સિદ્ધાન્ત રૂપ, જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, ધર્મ, નીતિ, સત્સંગ, સત્ય પવિત્રપ્રેમ, વિગેરે વ્યાવહારિક તથા પારમાર્થીક સબન્ધ વિષયોથી ભરપૂર, ૬૦૦ ટિપ્પણ, સુવાચ્ય બાળ ટાઈપ, સુન્દર છપાઇ, અનેકર્તાની છબી સાથે સોનેરી સંયુકત મનહર પાકા પુઠાની કિંમત રૂ. ૧–૪–૦ પોસ્ટેજ ૦

૨ **श्री ब्रह्माप बावनीः**—શ્રીમદ્ જગદ્ગુરૂ શારદામઠેશ્વર શ્રીશંકરાચાર્ય મહારાજ શ્રીએ આપેલી પદવી સં. સુપ્રસિદ્ધ નિર્ણય સાગર છાપખાનામાં બ્રહ્મર્ષિ પ્રભાકર શર્માના છપાવેલી અત્યુત્તમ આર્ટ પેપર ઉપરની છબી સહિત, વિવિધ સદ્બોધક પરશુધ્ધ ગુર્જર ગિરામાં મનહર વૃત્ત. વિદ્વાન પુરૂષો દ્વારા વખણાયલી કિંમત માત્ર આના ૨ પોસ્ટેજ જૂદુ

૩ **श्री ब्रह्मार्षे बालाबोध बाराखडीः**—( પાતિવૃત્યધર્મ. પ્રતિપાદક. ) આખા ભરતખંડમાં કયાંય પણ નહિ છપાયલી, તેમજ કોઇએ પણ હજીસુધી નહિં બનાવેલી છતાં કિંમત માત્ર આના ૨ પો.સ્ટેજ જૂદું

૪ **श्री स्वर्ग सोपानः**—કિંમત આના ૩ પોસ્ટેજ જૂદું.

૫ **श्री भगवत् भजनामृतः**—કિંમત માત્ર આના ૬ પો. જૂદુ

૬ **श्री मोक्षमालाः**—કર્મ કાંડ, ઉપાસના કાંડ, અને જ્ઞાન કાંડની યથાર્થ રીતે સમજણ આપી. અભેદ જ્ઞાન–આત્મજ્ઞાનની પ્રાપ્તી કરાવનાર અત્યુત્તમ પુસ્તક. કિંમત માત્ર આના ૪. (છપાય છે.)

## મળવાના ઠેકાણાં.

મુંબઇ—મહારકોટ, વડગાદી, શ્રી રામચંદ્ર મંદિર પાસે ખીમજી વાલજી રઘુવંશી. તથા મુંબઇ–કાલબાદેવી રોડ પંડિત જયેષ્ઠારામ મુકુંદજી પુસ્તકાલય.

કચ્છમોથાલા:—બ્રહ્મઋષિ પ્રભાકર મહારાજના આશ્રમમાં.